૧/૧૦

# મનોહર વાણી

૪૯૩૧

## પ્રથમ ભાગ.

રચીને પ્રસિદ્ધ કરનાર,

ચીમનલાલ પ્રાણશંકર પ્રે

દોહરો.

વાંચી ચિર વિચારજો, સમજી લે
પરમાર્થે આ કર્યું કથી, આણી વિમ
કરવું આપદ વિશ્વમાં, જે બહાલું
સ્વારથીઆ સંસારમાં, પૈસાના ગુ



## અમદાવાદ.

ધી અમદાવાદ યુનિયન પ્રિન્ટીંગ

(સર્વ હક્ક સ્વાધિન રાખ્

સંવત ૧૯૪૬. સન ૧



કિંમત ૮ આ



# મનોહર વાણી.

## ૪૧૩૧ પ્રથમ ભાગ,

રચીને પ્રસિદ્ધ કરનાર,

ચીમનલાલ પ્રાણશંકર-પ્રોહિત:

દોહરો.

વાંચી વિર વિચારજો, સમજી લેજો સા
પરમાર્થે આ કહ્યું કથી, આણી વિમળ વિર
કડવું ઔષદ વિશ્વમાં, જે વ્હાલું તે પ
સ્વારથીઆ સંસારમાં, પૈસાના ગુણ



અમદાવાદ

ધીકાંટે અમદાવાદ યુનિયન પ્રિન્ટીંગ પ્રેસમાં છાપ



સંવત ૧૯૪૬. સન ૧૮૮૯.

કિંમત ૮ આના.





# अर्पणपत्रिका.



રા. રા. હિંમતલાલ કાળીદાસ
નેટિવ ડાકટર.
સ્થળ—વડોદરા.

ગિતિ.

વિદ્યાવંત વિચારી, પ્રેમી પૂરા પ્રતાપી પીડ હારી;
શાન્તગુણુ ને શાણા, વિવેકી ને વળી સદાયે મતિ સારી.
ન્હાની ઉમરમાંથી, નવીન કળાઓ કરી અતી ભારી;
દેશ તણું શુભ ચાહી, કામ કરો તે કરો નિર્વિકારી.



પ્રિય મિત્ર વિશેષ ન લખતાં આ લઘુ ગ્રંથ
પ્રીતિપૂર્વક સ્મરણુ થવાને વાસ્તે
આપને અર્પણુ કરૂંછુ, તે
માન્ય કરી સ્વીકારશો
એવી આશા છે.



લી. આપનો પ્રેમાંકીત

# अनुक्रमाणिका.

## પ્રાણપ્રિયભાઇ ચીમનલાલ પ્રાણશંકર—પ્રોહીત.

**રહેવાસી ભ્રગુપુર સુતારવાડામાં.**

હું મારી ઘણીજ ખુશીથી અને અત્યંત પ્રેમથી આ **સરટીફીકેટ** લખી આપુંછું કે, તેમણે આટલી ન્હાની ઉમરમાં ગુજરાતી તથા વ્રિજ ભાષા તથા ઉરદુ વિગેરેનો સારો અભ્યાસ કરી રસ અલંકાર સાથે આ ગ્રંથ તૈયાર કરેલો છે, તે વાંચી મારા મનને ઘણોજ આનંદ થયો છે, ને મને લાગે છે કે આપણી ભરત ભૂમીમાં આવા દીવા ઉત્પન્ન થવાથી ઘણાક માણસની મનોવૃત્તિઓ સુધરશે એવી મારા મનને પૂર્ણ આશા છે.

**નેટીવ ડાકટર. હીમતલાલ કાળીદાસ. સહી.**

# પ્રસ્તાવના.

આ પુસ્તકની કવિતા, આગળ મેં છપાવવાનો વિચાર કરેલો, પણ મારા મનને ખરેખરો આનંદ ન હોવાથી તે પ્રયત્ન નિષ્ફળ કરેલો. કારણ કે, મારી ઘણીખરી કવિતા બાલ્યાવસ્થામાં બનાવેલી તે વિચારી જોવાથી મને તેમાં રસ, અલંકાર વિગેરે બરાબર ખૂબી માલમ નહીં પડવાથી ફરી તેમાં ઘણોજ સુધારો કરી, આ લઘુ પુસ્તક બહાર પાડયું છે. કવિતા કરવી એ એવી વસ્તુ છે કે, તે શીખી શીખાતી નથી, તેમ સ્વ અનુભવ શિવાય આવડતી પણ નથી.

આ પુસ્તક મારી સાધારણ શક્તિ પ્રમાણે બનાવેલ છે; તેમાં દરેક વર્ગના લોકો સારી રીતે લાભ લઈ શકે એવો અમારો ખાસ અભિપ્રાય છે, તે ધોરણ પ્રમાણે મેં આ પુસ્તકની રચના કરી છે. તે એવા હેતુથી નહીં કે લોકો મને કવિ કહે, પણ કવિતામાં મારા-જ મનને આશેહુબ આનંદ હોવાથી ફુરસદની વેળાએ બનાવેલી છે, તેમાં કેટલીએક કવિતા મારા મિત્રના આગ્રહથી રચેલી છે.

સંવત ૧૯૪૩ ની સાલમાં કાશી નિવાસી ઉસ્તાદ મહાદેવસીંઘ નરોતમસિંઘ કરીને એક વિદ્વાન પુરૂષ અત્રે પધારેલા તેમનો અને મારો પ્રસંગ થવાથી બ્રિજભાષા તથા ઉરદુનું જ્ઞાન તેઓએ મને સારી રીતે બતાવેલું, તે ઉપરથી કેટલીએક ચીજો બનાવી આ ગ્રંથમાં દાખલ કરેલી છે, તેને માટે હું અંતઃકરણથી તેમનો ઘણો આભાર માનુંછું.

આ પુસ્તક રચવાના સબંધમાં મહારા પ્રિય મિત્ર રા. રા. બા-રોટ. ભુલાભાઈ નરસીંગે જે મને તન મંન અને ધંનથી મદદ કરેલી છે, તેને માટે તેમનો પણ ઘણો આભાર માનુંછું.

ગ્રંથકર્ત્તા.

# મનોહર વાણી.

૪૧૮૪

## પ્રથમ ભાગ.

### ઇશ્વરસ્તુતિ, મંગળાચરણ.

#### શિખરણી વૃત્ત.

નમામી વિશ્વેશા, અખિલ[૧] જગના પાલક પતી,
ધરામાં[૨] ધારીને, વિવિધ રચના તેં કરી અતી;
અકામી સ્વામી તું, કળિ ન શકું તારી ગુઢ ગતી,
સ્મરામી હે ત્રાતા, ત્રિભુવનપતિ ધો[૪] શુભ મતી. ૧

---

### સરસ્વતિની સ્તુતિ.

#### શાર્દુલ વિક્રિડિત વૃત્ત.

પ્રારંભે વિનતી કરૂં સરસ્વતી, આપો મને સુમતી.
જાણી દાસ તણી દયા મન વિષે, કાપો તમે કુમતી;
પામુ યશ વિસ્તાર હું [૫]અવનિમાં, એ આશ મુને અતી,
નિર વિઘ્ને આ કાર્ય પુરણ કરો, રાખી કૃપા હે સતી. ૨

---

### ગણપતિની સ્તુતિ.

#### વસંત તિલકા વૃત્ત.

નામું હું શીવ[૬] સુતને, દ્વિય[૭] હસ્ત જોડી,
જાચુંછું ગ્રંથ રચવા, મતિ છેક થોડી;
વાણી રસાળ મુજને, ગણ નાથ આપો,
રાખું હું આશ મનમાં, કરી દાસ થાપો. ૩

---

૧ આખું. ૨ પૃથ્વી. ૩ મોટી. ૪ આપો. ૫ પૃથ્વીમાં. ૬ ગણપતી. ૭ બે.

## આરતી.

(જયદેવ જયદેવ, જય મંગળ મૂર્ત્તિ)—એ રાગ.

જયદેવ જયદેવ, જય અઘ હર સ્વામી; (૨)
અંતરજામી અકામી, (૨) સુખ સાગર સ્વામી. જયદેવ. ૧
અવિચળ ધામી નાથ, છો મંગળકારી; પ્રભુ. (૨)
ત્રિગુણાત્મક ભય હારી, (૨) અકળકળા ન્યારી. જયદેવ. ૨
દિવ્ય સ્વરૂપ અનુપ, તવ પદને નામી; પ્રભુ. (૨)
દિનબંધુ દિન જાણી, (૨) ઘોને દુઃખ વામી. જયદેવ. ૩
અખિલ વિશ્વ આધાર, ઘટ ઘટમાં વ્યાપી; પ્રભુ. (૨)
અગણિત ગુણ તમારા (૨) કેમ શકુ માપી. જયદેવ. ૪
ભક્તિ વશ ભગવંત, તમ લેજો તારી; પ્રભુ. (૨)
સ્તવંન કરૂં કરજોડી, (૨) હે દશ અવતારી. જયદેવ. ૫

---

## મનને શિખામણ.

### ૧ મનહરછંદ.

અરે મંન મૂરખ તું, આળસ તજીને ઝટ,
સારને અસાર આ, સંસારમાં વિચારીલે;
અનિતી અથાગ જે રહીછે, તારા અંતરમાં,
તેને જેમ તેમ કરી, ધારીને સુધારીલે.
અવતાર ઉત્તમ ધરી, ને કેમ ભૂલ ખાય,
સ્વર્ગ સુખ સારૂ પ્રીતિ, પ્રભુથી વધારીલે;
ચીમન વદે છે મોહ, માયાને વિસારી દઇ,
*કામની આ વાત, જરા કાનમાં ઉતારીલે.



દિનપર દિન જાય, કેમ ન વિચાર થાય,
સમજીને મનમાંહ્ય, રટ રામ નામને;
માત તાત અને ભ્રાત, કોઇ નહીં આવે સાથ,

* તારા ફાયદાની.

તજ દુષ્ટ કેરી વાત, ઝાલ સત્ય કામને.
તારૂં મારૂં સર્વ ખોટું, પ્રભુ [1]અભિધાન મોટું,
શું રહ્યો માયાને મોહી, તજ તું તમામને;
ચીમન વદે છે જરા, લક્ષમાં લઇને વાત,
સુખ સારૂ થાવા, શોધી લેને સુખ ધામને.

---

ઉર અભિમાન ધરી, મમતમાં જાય મરી,
પ્રભુ નામ વિસરીને, થયોછે હરામી તું;
રાત દિન ફરી ફરી, પ્રૌઢ[2] પર પંચ કરી,
જર એકઠું કરીને, બેઠો સુખ પામી તું;
પુન્યમાં ન ચાલી હામ, કરી અનરથ કામ,
વિષયમાં રાખી મન, થયો બદનામી તું;
ચીમન વદેછે, ચેતી ચાલને ચતુર નર,
મન દ્રઢ રાખી, ભાવે ભજ જગ સ્વામી તું.

---

નિજ નાર જોઇ, મનમાં તું ખુશી થાય ખૂબ,
પ્રભુ નામ લેવામાં શું, પેટમાં ચૂકાય છે;
હરી કથા બેઠી હોય, ત્યાં જતાં તો લાજ આવે,
ભાંડ ને ભવૈયામાં તું, જોવા માટે જાય છે.
હાથ માંહિ માળા લેતાં, કાળા શું થવાતું હશે,
મોતીની તું માળા ઘાલી, ઘણો હરખાય છે;
વદેછે ચીમનલાલ, વખત તારો સંભાળ,
અમુલ્ય આ અવસર, ફોગટમાં જાય છે.
*પામર તેં પ્રીતમથી, પ્રીત ન લગાડી સાચી,
†પુમાન પણું તેં ખોયું, પ્યારી તણા પ્યારમાં;
સુનીતિનો ત્યાગ કરી, અનીતિ અથાગ કરી,
વાત ના વિચારી એકે, તારૂણીના તારમાં.

---

૧ નામ. ૨ મોટા. * ગરીબ. † પુરૂષાર્થ.

હરી હીરો મૂકી મંન, પથ્થરમાં પોરવ્યું તેં,
જનમી જનુની કુખ, વગોવી સંસારમાં;
વદેછે ચીમનલાલ, ઉત્તમ આ દેહ છતાં,
સ્વર્ગ તણું સુખ તેને, ન લહ્યું વિચારમાં.

---

પરમારથમાં કદી, પાઈ આપવી પડે તો,
અંતરમાં મોટું એક, સાલતને સાલે છે;
વિપ્રને અપંગ સાધુ, સંતને મહંત મૂકી,
વિષયી થઇને, વેસીયાને જઇ આલે છે.
દાનત હરામ રાખી, ભાંખી મૂખ થકી જૂઠ,
અનિતીનું દ્રવ્ય ઘરમાં તું લઈ ઘાલે છે;
ચીમન વદે છે નથી ચીત્તમાં વિચાર તો કે,
વિકરાળ કાળ ફાળ મારી ઝટ ઝાલે છે.

---

ભોજન તું કરવાનું, ભાવથી ન ભૂલ્યો ભાઈ,
ભજન ભૂલીને, ભવમાં તું અથડાય છે;
[1]કામની જે વાત, તેને કાનમાં ઉતારી નહીં,
[2]કામિનિને જોઈ, કામને તું વશ થાય છે.
વેદનાં વચન મંન, વિષ તુલ્ય લાગ્યાં તને,
વિષયની વાત કરવાને, ચિત્ત ચ્હાય છે;
ચીમન વેદે છે એમ, સરળ મારગ મૂકી,
જાણી જોઈ કૂવે, પડવાને શીદ જાય છે.

---

ઘરબાર શણગાર, અને પુત્ર પરિવાર,
નિજ નાર જોઈ, અતિ ફંદમાં ફસાયો છું;
જર દેખી જીવ તારો, જડ થઈ ગયો છેક,
પાડા પેડે ખાઈ પીને, ઘણો તું ફૂલાયો છું.

---

૧ ખપની. ૨ સ્ત્રીને.

પર જીવ તણી દયા, આણી નહીં મનમાં તેં,
દિનને દમીને ધુતી, ધન તું કમાયો છું;
ચીમન વદે છે, ચાર દીવસની ચાંદની છે,
એમ જાણજે કે કાળ, જાળમાં ઝલાયો છું.

---

મનુષ્યનો અવતાર, લઇને અરે ઓ મૂઢ,
ભટકીને મૂઓ પણ, કીધી ન ભલાઈ તેં.
છાકમાં છકીને છેક, વાત ના વિચારી એક,
ભુંગળ વિનાની કરી, ભૂમીમાં ભવાઇ તેં.
શરમને આબરૂ, પ્રથમથી હરાજ કરી,
લીધી બદ નામી, અજા મેળથી સવાઈ તેં;
ચીમન વેદે શું આથી, વચન વિશેષ વિરા,
ખલકમાં ખરે ખરી, કરી મુરખાઈ તેં.

---

## શાર્દુલ વિક્રીડિત વૃત્ત.

રે ઓ મંદ મતિ અલ્યા મદ ભર્યા, જો તું વિચારી [1]ત્વરા,
પામી ઉત્તમ દેહ નેહ હરીથી, કીધો નહી તેં જરા;
જોતાં જીવ જશે ઘડી પલકમાં, ત્યાં કોણ બેલી થશે,
સારાં કૃત્ય કર્યા હશે અવનીમાં, તો જીવ સ્વર્ગે જશે.

---

## પદ રાગ આશાવરી.

જોતું જરા જીવ જગ માંહી જાગી,
અવસર એળે જાય અભાગી. જોતું—ટેક
જનુની જઠરે જન્મ લઇને,
ઘડી પળ નવ હરીથી લેહ લાગી. જો તું જરા.
મોહ નિંદ્રા વશ શું થઇ સુતો,
કાળના ડંકા રહ્યા શીર વાગી. જો તું જરા.

---

૧ ઝડપથી.

જગતપતિ તજી [1]વનિતા વાંચ્છે,
અથડાઇશ ભવે થઈ [2]અનુરાગી. જો તું જરા.
ચીમનલાલ કહે કર જોડી,
ભજ ભગવત દુર બુદ્ધિને ત્યાગી. જો તું જરા.

## પદ રાગ પ્રભાતિયું.

ઉઠી પરભાતમાં [3]આતમા રાંમનું,
સ્મરણ કર પ્રાણી તું પ્રેમ આણી;
જગતનું સુખ દીન ચાર વિચાર કર,
દેહ જાતાં થશે ધૂળ ધાણી. ઉઠી પરભાતમાં.
રામના નામથી કંક નર તરી ગયા,
એમ સાચે વદે વેદ વાણી;
જ્યાં લગી પ્રાણ ઘટમાં રહ્યો ત્યાં લગી,
વિશ્વના નાથને લેતું જાણી. ઉઠી પરભાતમાં.
અંત વેળા તને કામ તે લાગશે,
સમજ સાચું અરે મૂઢ પ્રાણી;
કામનું કામ ને નામનું નામ છે,
રામના નામની કર [4]કમાણી. ઉઠી પરભાતમાં.
જગતની જાળમાં અધિક લપટાઈ તું,
શું રહ્યો વિષય વિષને વખાણી;
પાપનું મૂળ તજી ભજી લે ભગવાનને,
સમજી મન ચીમનની શિખ શાણી. ઉઠીપરભાતમાં.

---

## પદ. રાગ પ્રભાતીયું.

ચેતરે ચેત મન શું ભમે ભૂલમાં,
અંત વેળા નથી કોઇ તારૂં;

૧ સ્ત્રી. ૨ સ્ત્રીથી પ્રીતિવાળો. ૩ પરમેશ્વરનું. ૪ કમાઇ.

સ્વાર્થનાં છે સગાં જ્યાં લગી *જર હશે,
ત્યાં લગી †ઉચરશે સારૂં સારૂં. ચેતરે૦
ધામને દામ તે કામ શું આવશે,
તે જરા તું હ્રદે જો વિચારી;
રામનું નામ તેં લેશ લીધું નહિ,
તન થકી મોહ માયા વિસારી. ચેતરે૦
વ્યર્થ શું કલ્પના તું કરે કર્મમાં,
જે લખાયું હશે તેહ થાશે;
પણ તું પુરૂષાર્થથી ×અભયપદ પ્રાપ્ત કર,
જેથી જમદૂત તનમાંહિ ત્રાસે. ચેતરે૦
સાચી તું પ્રીત કરીલે ¹પરિબ્રહ્મ શું,
છોડીદે જગત જંજાળ ખોટી;
ચીમન વાણી વદે વિમળ વિચારથી,
જાય આ વખત શું થાય ખોટી. ચેતરે૦

---

## પદ રાગ ઉપરનો.

સુમરને શ્રીહરી પ્રેમથી પ્રાણીઆ,
કર્મ આ કૂટ તું શીદ કૂટે;
દિનપર દિન આ જાય છે અફળમાં,
અમુલ્ય આયુષ્ય તારોજ ખૂટે. સુમરને૦
માતને તાત તે જરતણાં છે સગાં,
જાઇશ તું એકલો સર્વ છોડી;
મારૂં ને તારૂં આ ધન કરી એકઠું,
પુન્યમાં એક આલી ન કોડી. સુમરને૦
જીવતાં તુજથી દાન પૂન્ય થયું નહીં,
મૂર્ખ મુવા પછી શું તું કરશે;
ભટકીઓ ભૂવનમાં ફોકટ ફેરા ફર્યો,
પ્રભુ વિના દુઃખડાં કોણ હરશે, સુમરને૦

---

* ધન. † બોલશે. × નિર્ભયપણું. ૧ પરમેશ્વરથી.

સર્વને છોડ તું પ્રભુ-પ્રીતી જોડ તુ,
એથી કાયાનું કલ્યાણ થાશે;
ચીમનના સ્વામીને રહે શીશ નામીને,
તે નર નક્કી વૈકુંઠ જાશે. સુમરને૦

---

### પદ.

(ભેખરે ઉતારો રાજા ભરથરી,) એ રાગ.

હે મન ભમરા ક્યાં ભમે, કાલ આવશે કાળજી;
ઝડપી ઝાલીને લઈજશે, જાણ જૂઠી જંજાળજી. હે મન. ટેક.
અંધ થઈ શું આથડે, ભાવે ભજ અવિનાશજી;
નથીરે ભરૂંસો દેહનો, નામ તેહનો નાશજી. હે મન. ૧
વાદળ છાંય દીસે જેમ, તેમ જાણ આ કાયજી;
ચટ તું ચેતીલે ચીત્તમાં, દિનપર દિન જાયજી. હે મન. ૨
જન્મી જગતમાં શું કર્યું, એળે ગયો અવતારજી;
સાર તજી સંસારમાં, શોધી લીધો અસારજી. હે મન. ૩
રાવણ સરખો રાય જે, રામે રોળ્યો રણમાંહ્યજી;
રાજ વિભિક્ષણને મળ્યું, હતી જો હરી સાહ્યજી. હે મન. ૪
દુરગુણ દૂર કરી સહૂ, ભજ દીનનો દયાળજી;
અંતે નથી કોઈ કોઈનું, સત્ય ચીમનલાલજી. હે મન. ૫

### પદ—રાગ ઉપરનો.

રટણ કરીલે રામનું, અંતે આવશે કામજી;
માલ નથી માયા મોહમાં, સ્વારથના છે તમામજી. ટેક.
અલ્પ આયુષ્યના માનવી, જીવ જોતામાં જાયજી;
કરવું હોય તે લે કરી, મૂવા પછી શું થાયજી. રટણ. ૧
ઊંઘે થઈ શું આળસુ, જોને જગ કરતારજી;
કાળ કૂદે શીર ઉપરે, કર તેનો વિચારજી. રટણ. ૨
આ ક્ષણભંગુર દેહનું, રાખે શું અભિમાનજી;
જોતામાં કૈક જતા રહ્યા, મોટા પ્હાડ સમાનજી. રટણ. ૩

તું જાણે કે મરવું નથી, છે અખંડ આ કાયજી;
પણ તે તારી ઘણી ભુલ છે, ધાર્યું દૈવનું થાયજી. રટણ. ૪
નેહ‡ વડે નમી નાથને, કર જગતમાં નામજી;
ચીમનલાલ વદે એથી, ઠરવા મળશે ઠામજી. રટણ. ૫

---

## પદ—રાગ અગમ ઉદાસી.

રે મન [૧]રટ જગજીવન, જીવન જાણી;
તેથી ટળશે જન્મ મરણ પરિતાપજો;
ભવ સાગરથી સેહેજે ઉતરી જઇશ તું,
આ અવસર ક્યમ ખાય અતિ ભુલ થાપજો. રે મન. ૧
સુત [૨]દારા ને સગાં સહોદર તાહરાં,
અંત વખત નહીં આવે તારે કામજો;
ભુલી ભટકાં મારે શું ભવ કૂપમાં,
શુધ મનથી લે નારાયણનું નામજો. રેમન. ૨
જે કરવાનું છે તે તું ક્યમ કરતો નથી,
અમૃત છોડી પીએ [૩]હળાહળ વિષજો;
ઘડી પળનો વિશ્વાસ નથી આ દેહનો,
દાન ધર્મ કરથી તું ક્યારે કરીશજો. રેમન. ૩
રાત દીવસ ભટકી ભટકી ધન મેળવ્યું,
પણ પરમારથમાં નવ ચાલી હામજો;
જન્મી જગમાં જન્મ ગમાવ્યો જીવડા,
કીધું તેં જે ના કરવાનું કામજો. રેમન. ૪
ઉત્તમ આ અવસર ફોગટમાં જાયછે,
પાણી પહેલાં બાંધીલે તું પાળજો;
નિયમ પ્રમાણે ચાલ સદા સંસારમાં,
ઝાઝું વેણુ વદે શું ચીમનલાલજો. રેમન. ૫

---

## પદ—રાગ બનઝારો.

નિજ અંતર ઉલટ આણી,

‡ પ્રીતિ વડે. ૧ ભજ. ૨ સ્ત્રી. ૩ સખત.

ભજ ભગવત પામર પ્રાણી;
ઘરબાર રૂરૂખા જોઇ,
રહ્યો માયામાં તું મોહીજી;
પણ આખર છે ધૂળ ધાણી. ભજે.
રામ નામ નગદ છે નાણું,
નથી વિશ્વમાંહી અજાણ્યુંજી;
ઓળખ્યા ન તેં [1]સારંગ પાણી. ભજ.
શી ગતી થવાની તારી,
તે મનમાં જોને વિચારીજી;
જમ માર તું શીરપર જાણી. ભજ.
કાયા પાણીનો પરપોટો,
આ ખેલ ખલકનો ખોટોજી;
શું રહ્યો માયાને વખાણી. ભજ.
ઉત્તમ મનુષ્યા દેહ પામી,
એક રાખી ભજનમાં ખામીજી;
તેથી લેશે તુને જમ તાણી. ભજ.
જાય અમુલ્ય અવસર તારો,
ખોયો એળે તેં જનમારોજી;
વદે ચીમન [2]નીરમળ વાણી. ભજ.

## પદ.

(નાથ કૈસે ગજકો બંધ છોડાયો.) એ રાગ.

મુરખ તું રટ ઘટ ઘટનો વાશી, જે આ વિશ્વે રહ્યોછે પ્રકાશી. ટેક.
સંસાર માંહિ નાના પ્રકારની લીલા, કરી જેણે ખાશી;
એ [3]અવિનાશી નીજ કૃપાથી, મુક્તિ આપે શિવકાશી. મુરખ તું.
નિરમળ નામ નારાયણ મૂકી, કેમ કરે [4]બદમાસી;
અંત વખત અથડાઇશ જીવ તું, તે તનમાં જો તપાસી. મુરખ તું.

૧ ભગવાન. ૨ શુદ્ધ. ૩ પરમેશ્વર. ૪ નાલસાઈ.

મનુષ્યા દેહ ધરી નર ધરથી, કામ કર્યા બહુ રાશી;
જે કરવાનું હતું તે ન કીધું, મૂઢ મતિ મન ત્રાસી. મુરખ તું.
ઘડી પળમાં આવી કાળ પકડશે, આં તું જવાનો નાશી;
ચીમનલાલ કહે તજી ભ્રમતા, થઈ જા બ્રહ્મ ઉપાસી. મુરખ તું.

પદ.—રાગ ઉપરનો.

જૂઠામાં જન્મ ગમાયો, જંજાળી તેં જૂઠામાં જન્મ ગમાયો.
તુંને ધીક્ક જનેતાએ જનયો. જંજાળી તેં. ટેક.
ગર્ભ વાસમાં ગર્વ મૂકીને, ઊંચે મુસ્તકે બંધાયો;
શિક્ષા દીધી સમજાવી તુને ત્યાં, હાદાનો શબ્દ તેં સહાયો, જંજાળી.
બાલ્યા અવસ્થામાં વિદ્યારે ભણાવી, એ પરથમ પેહેલો પાયો;
યુવા અવસ્થામાં વિદ્યાનો ઉપભોગ, સરળ મારગ સમજાયો. જંજાળી.
સંત સમાગમ સેવાને સાધન, મૂકીને મમતે ભરાયો;
બુદ્ધિ હતી તોએ બાવરો બનીયો, ભૂલી ભજન ભરમાયો. જંજાળી.
તરૂણ અવસ્થાના ત્રણ જ્ઞાન તેમાં, એકે તું ઉરમાં ન લાયો;
દાન દયા ને દિનતા મૂકી, તરૂણીને તાણે તણાયો. જંજાળી.
વૃદ્ધ પણામાં તો વશ કરી મનને, ગીરધરલાલ ન ગાયો;
ચીમનલાલ કહે નર જોતાં, જમને હાથ ઝલાયો. જંજાળી.

પદ.

(કબ સુમરોગે રામ, અબ તુંમ કબ સુમરોગે રામ.) એરાગ.
ભાવે ભજ ભગવાન જીવ તું, ભાવે ભજ ભગવાન. ટેક.
કામ ક્રોધ મદ લોભ તજી દઈ, સત્ય વચન્ મનમાન; જીવ તું.
સુત દારા સુખ સંપત્તિ મૂકી, સુવું જઈ શમશાન; જીવ તું.
જે [1]જાયા તે જરૂર જવાના, સમજ અરે નાદાન; જીવ તું.
[2]સચ્ચિદ્ [3]સુખમય નામ તું મૂકી, કેમ કરે વિષ પાન; જીવ તું.
ચીમનલાલ કહે ચિત્ત રાખી, મેળવ સંતથી જ્ઞાન; જીવ તું.

૧ જન્મેલા. ૨ સાચું. ૩ સુખ આપે એવું.

## (ગીરીધારીરે વાત કહું તે વિચારો)—એ રાગ.

પ્રિતમજીરે પ્રીત કરી શું વિસારી,
મુને લાગી પ્રેમ કટારી;
નિર્દયછોરે આ શી ટેવ તમારી,
ફરી ખબર ન જોઈ હમારી. ટુક.
પ્હેલો ભર્મ બતાવ્યો ભારીરે,
મુંને ઊંડા કુવામાં ઊતારીરે;
એમાં શોભા મળી શી સારીરે,
[1]બંસી ધરરે બુદ્ધિવી બલીહારી;
મુને લાગી પ્રેમ કટારી. ૧
તમ લીધેરે દેખાઊંછું દુખીઆરી,
વ્હાલા વિરહ વેદના જારી;
આપે ઔષદરે સમજુ સાસુ મ્હારી,
પણ કાંઈ ન થાય કરારી. ટુક.
જાતું સુવા સે'જ સમારીરે,
કાંઈ રૂચે ન દુનિયા દારીરે;
રહું નાથથી ન્યારીને નારીરે,
કરૂં ઝબકીરે કહાન કહાન કીકીયારી;
મુને લાગી પ્રેમ કટારી. ૨
નવ ગોઠેરે બાગ બગીચો કે બ્હારી,
હર ઘડીએ જાઊં અટારી;
તન તલપેરે મુખ જોવા મોરારી,
મ્હારી મટે ન મન ફટકારી. ટુક.
ઘડી ઘરમાં ન ગોઠે ગીરીધારીરે,
નવ સૂકાય નેત્રનું [2]વારીરે;
આવી પૂછેછે સૈયર સારીરે,
શું કહેવુંરે કહોને કુંજ બિહારી;
મુને લાગી પ્રેમ કટારી. ૩

---

૧ કૃષ્ણ. ૨ પાણી.

વશ કરણીરે છે વ્રખુભાન દુલારી,
ત્હેનાપર નટવર વારી;
કાંઇ કીધુંરે એછે કામણુ ગારી,
રાખ્યાં [1]મોહને બાણે મારી. ઝુલ.
રહો રંગમાં પ્રીતમ પ્યારીરે,
બધી બડબડે વ્રિજની નારીરે;
હું તો શોચ કરી કરી હારી,
ચીમનનારે નાથ ન લ્યો નાદારી;
મુને લાગી પ્રેમ કટારી. ૪

## ગરબી.

(કામણુ દીસે છે અલબેલા તારી આંખમાંરે.) એરાગ.
મુને મોહન જાતાં મળીયો કુંજગલનમાંરે. ટેક.
એને આવતો મેં નવ જાણ્યો, પાછળથી ઝટ પાલવ તાણ્યો;
મોહનં દેખી મુઝાઈ મારા મનમાંરે. મુને. ૧
સાન કરી શર મેં સપટાવી, લાલે ત્યાં લીધી લપટાવી;
તે વેળાની તાલાવેલી તંનમાંરે. મુને. ૨
ઘેર ગઈ ગમવા નવ લાગ્યું, કામ દહન કડકડતું જાગ્યું;
ઉદાસ આખો દિન કહાડ્યો, રૂદનમાંરે. મુને. ૩
નિશા વિષે નિંદ્રા નવ આવે, લાલને કો લલચાવી લાવે;
કાળજું કોર્યું મોહ ફંદ મોહનમાંરે. મુને. ૪
ચીમનનો વહાલો વનમાળી, વાંકી નજરે મુજને ભાળી;
તેને હું જાણુંછું તનમન ધનમાંરે. મુને. ૫

---

## લાવણી.

મોહનજી મહીં ઢળશે મારૂં, કોણુ વારથી ગૃહી ઉભાછો, એતો નહીં સારૂં.
જવાદો છોગાળા છેલા, કાના કાળા ઘટતું નથી, શું છેક થાઓ ઘેલા.

---

1 મોહરૂપીબાણે.

વાટ ઘેર જુએ માત મા'રી, રસ્તે જાતાં રોકો, એતો વાત નહીં સારી.
જાવાદો જાણી મને દાસી, આ વેળા કોઇ આવી ચઢેતો, ચાલે જગ હાંસી.
મહુંકી મેલો નંદલાલા, કાલે વહેલા મળજો મુજને, ચીમનના વહાલા.

---

## લાવણી.

(તેરી ઉલ્ફતમેં હુવે બદલામ.) એ રાગ.

### સખીપ્રત્યે સ્ત્રીની ઉક્તી.

સાંભળ બેન દુખની વાત,
મુવો પરણેલો પિયુ કમજાત. ટેક.
કંથ મારા જીવનો છે કાળ,
જોઈ અંતરમાં ઉઠે જ્વાળ;
નાનપણથી શીખ્યો કુચાલ,
મજે નહીં મારા ઉપર વ્હાલ. ઝુલ.
શું કરૂં હું બેન મારી, નથી એનામાં ઢંગ;
પૈસો પેદા ના કરવો કે, નથી રૂપ કે રંગ;
જાણે હું કરૂં દેહની ઘાત. મુવો. ૧
નીત ભાઇબંધોને ત્યાં જાય,
ઘેરથી ચોરી ચોરી ખાય,
એ વેરી થયાં બાપને માય,
મુને હરનીશ આ ચિંતા થાય. ઝુલ.
રોઈ રોઈને હું દહાડા કાઢું, સાંભળ મારી બેન,
અન્ન પાણી મુને ભાવે નહીં, નથી પડતું મુજને ચેન.
ઉદાસી રહુંછું દિનને રાત. મુવો. ૨
હવેથી શો કરવો ઉપાય,
રહી રહી જીવ અતિ અકળાય;
બારણે મુજથી નવ નીકળાય.
ઘેર ઘેર ચાલે મારી ચરચાય. ઝુલ.

લોકો કહે દુખીયારી નારીનો, છુટી પડયો અવતાર,
સ્વામીનુંતો સુખ નથીને, શા સજવા શણગાર;
રોઈ રોઈ ગાળું મારી જાત. મુવો. ૩
હશે પેલા ભવનો સંજોગ,
મળ્યા આ ભવમેં મારા ભોગ;
મુવાને રૂંવે રૂંવે રોગ,
વતરજ્યા નો હરનિશ ઉદ્યોગ. ઝુલ.
ચીમનલાલ કહે ચીંત્તા તજીને, ભાવે ભજ જગરાય,
જેહ લખાયું કર્મ વિષે આ, તે નવ મિથ્યા થાય;
હવે ના કરતી આંસુ પાત,
મુવો પરણેલો પિયુ કમજાત. ૪



## કંથ વિના કામિની.

### મનહર છંદ.

કંથ વિના કામિનિનો છૂટી પડયો જનમારો,
કારણ કે એણે સુખ જોયું શું સંસારનું;
ઘરબાર શણગાર તણું સુખ જોયું નહીં,
પામી નહીં સુખ પુરૂં, *વરી ભરથારનું.
પતિ વિના નારી કદી, સતિતે કે'વાય નહી,
નાથ મુવા પછી માન ઘટી જાય નારનું;
ચીમન વદેછે એમ પરણી શું લા'વો લીધો,
સ્વામી છતાં પામી નહીં સુખ પરીવારનું.

---

## માણસના સ્વભાવ વિષે.

માણસનો સ્વભાવ જે ઘરથી પડેલો હોય,

* પરણી.

તેમાં કોઇ કાળે કોથી ફેરફાર થાય ના;
ટેવ જે પડેલી તેને ટાળવા પ્રયત્ન કરે,
પણ કોટી ઉપાયે તે ટેવને ટળાય ના.
[1]નિમરસ માંહિ કદી ગોળને જો ભેળો કરે,
કડવાસ તેની મથવાથી કંઇ જાય ના;
ચીમન વદેછે એમ સાંભળોને શોખીજનો,
જગતમાં મોતને સ્વભાવનો ઉપાયના.

## આજ કાલના કવિ વિષે.

આજ કાલ ગ્રંથ વાંચવાથી તો જણાય છે કે,
કુકવિયે કવિતાની કિંમત ઘટાડીછે;
સારા સારા કાવ્ય જે સુકવિના રચેલા તેને,
ફેરફાર કરી તેમાં મો'કણ શી માંડીછે.
વાંદરાની પેઠે આસપાસથી છલંગો મારી,
વગર વિચારે ખરી ખૂબીને બગાડી છે;
ચીમન વદેછે એમ સાભળોને શોખીજનો,
અંતરની વાત ઉભરાથી આજ કા'ઢી છે.

## અનુભવ વિના શું જાણે ?

ગોળ તણી ગાંગડીને જેણે મંન ગળી ગણી,
તે પુરૂષ સાકરના સ્વાદને શું જાણુશે;
શેરડીને કોઇ દીન દૃષ્ટે નિરખી ન હોય,
જાર કેરા સાંઠાને તે વ્હાલથી વખાણુશે.
જણનારી નારીને જે વેદના થતીજ હોય,
વંઝાનારી તેની પીડા મંન શું પ્રમાણુશે;

૧ લીમડાનો રસ.

કહેછે ચીમનલાલ પરગુણુ દીઠા વીણુ,
એકદમ આપ ગુણુ ઉરમાંહિ આણુશે.

---

સુંઠ ગાંગડો મળેથી એકદમ કોઇ કાળે,
ગાંધી તે થવાને જાય પણુ તે થવાય ના;
પીંગળના જ્ઞાન વિણુ કાવ્ય કો બનાવે કથી,
પણુ તેનું નામ કદી કવિમાં ગણાય ના.
હજાર નખરાં કદિ *વ્યંઢળ ફુલાઈ કરે,
તેથી તેને નારી તણી ઉપમા અપાય ના;
લગન માંડી ન જાણે નવ જાણે ગણિતને,
મીન મેશ જાણે તેથી જોશીમાં મનાય ના.

---

### મનહર છંદ.

મિત્ર થઈ [૧]ગુહ્ય વાત પરને પ્રકાશ કરે,
કરી એવા મિત્ર સંગ યારી તે શા કામની;
વનિતા વરેલી કરે રોજ ઘરમાંહી રોષ,
ગધેડી એ ગામની એ નારી તે શા કામની.
પરાયુ માગીને કરી નાગી વરણાગી ભાઇ,
તેમાં તારી આબરૂ વધારી તે શા કામની;
ચીમન વદેછે એમ પ્રથમ વિચારે નહીં,
પાછળથી કરે જે લાચારી તે શા કામની.

---

વિશવાસ આપણો રાખીને કોઈ કામ કરે,
તેને પ્રાણુ જતાં લગી દગાથી ન મારીએ;
કોઈનો જો જીવ જતો હોય પાપી હાથથીતો,
કોટીક પ્રકારે જતા જીવને ઉગારીએ.

---

* હીજડો. ૧ છાની.

નિજ મિત્ર કદી દુઃખ દરિયામાં ડૂબ્યો હોય,
ધીરજને હામ દામ આપી તેને તારીએ;
ચીમન વદેછે એમ થોડાસો મિઠાસ ભાઇ,
ઘણો પ્રેમ કરી પ્રીત કોથી ન વધારીએ.

---

થઇ દેશ તણો નૃપ રાજ નીતિ જાણે નહીં,
એવા રાય તણા અવતારને ધિક્કાર છે;
અંગપર શણગાર સુંદરીએ સજ્યા પણ,
ચાંદલા વિના એ શણગારને ધિક્કાર છે;
જીવતાંતો જોયા નહીં, મુઆ પછી રોયા બહુ,
જુઠા પ્રેમી એવા રડનારને ધિક્કાર છે;
ચીમન કહે છે મિત્ર થઇ દગો કરે એવા,
નિમક હરામ દોસ્તદારને ધિક્કાર છે.

---

## મનહર છંદ.

લોકની વૃત્તિઓ હવે પૂન્યમાંથી ઘટી ગઈ,
આજ શીખ્યા ઘણું જાણી રાંડોને નચાવતાં;
યાચકને કોઈ દીન હાથે દાન આપે નહીં,
મૂઢ આડા મારગોમાં ધનને ઉડાવતાં.
સાધુ સંત માગવાને આવે કોઇ બારણે તો,
અપમાન કરી તેને ધાકે ધમકાવતા;
દયા દાન દિનતાને દૂર કર્યા દેવ સહુ,
અધમ કરમ કરી, દિવશ નિભાવતા.

---

## મનહર.

મત્સરના મગજમાં પવન ભરાયો અતિ,
ખૂણે ખોચરેથી આવી ડંખ મારી જાય છે;

કામકાજ કરવાને બેઠા હોય ઉમંગમાં,
દુશમન જાણી મારૂં અંગ ફોલી ખાય છે.
ગગણાટ કરી ઝાઝો, આવે પાસ ધાઇ ધસી,
જાણે સારંગીના સૂર, પેઠે સંભળાય છે;
ચીમન વદે છે એમ, પૂછું સહુ સાહેબોને,
બતાવો બતાવો અરે, એનો શો ઉપાય છે?

---

મનનો મરમ કદિ વનિતાને કે'વો નહીં,
કારણ કે પરમુખ વદે, ઝટ કામિનિ;
મંઝારના ઉદરમાં, જેમ ક્ષીર ટકે નહીં,
તેવી પડી તેને ટેવ, ભાનવિના ભામિનિ.
નાપિકના દેખતાં તો વાત કાંઈ કે'વી નહીં,
ભૂંડેથી ભવાઇ ભૂંડી જાત છે, હજામની;
ચીમન વેદે છે એમ, વાચાળને વાત કહે,
જાણવી અકલ હોય, તેમાં બે બદામની.

---

## મિત્ર વિયોગ.

### મનહર છંદ.

વારિ વિણુ જેમ મીન, પ્રાણુ તણી આશ તજે,
તેમ પ્રિય મિત્ર વિના, જીવ અકળાય છે;
મનોહર છબી ક્યારે, દગથી નીહાળીશ હું,
તર્કને વિતર્ક મને, ઘણાં ઘણાં થાય છે.
વિયોગની વેદના, દિને દિને વિશેષ પીડે,
પ્રેમ રૂપી કીડો, આ કાયાને કોચી ખાયછે;
ચીમન વદે છે, દરશન કરવાને સાર,
રહી રહી મન મારૂં, મળવાને જાય છે.

---

### મનહર છંદ.

દીપક દારાને જોઈ, પુરૂષ પતંગ થઈ,
તેનાપર પ્રેમ કરી, પડવાને જાય છે;
પ્રથમ વિચાર નથી, અંતરમાં આણુતો એ,
ઝંપલાયા પછી તેમાં, અતિશે પસ્તાય છે.
તનની ખરાબી અને, મંનને ભમાવી ભાઈ,
આશક્તિ કરીને, નાશ કારકને ન્હાય છે;
ચીમન વદેછે એમ, સાંભળોને શોખી જનો,
અતિ મોહ કરવાથી, જાનથી તે જાય છે.

---

પર પ્રેમદાની પ્રીતી પ્રેમથી કરી છે પણ,
અંગની ખરાબી તારી એજ કરનાર છે;
રૂપ રંગ અને બળ બુદ્ધિથી થઇશ હીણુ,
વળી કોક દીન તારો પ્રાણ હરનાર છે.
લોકમાં ભવાઇ તારા નામની થવાની ભાઈ,
ધુતી ધન તારૂં [1]સદનમાં ભરનાર છે;
ચીમન વદે છે પર કામિની, ન કામની છે,
વિષથી વિશેષ એ ભરેલી પર નાર છે.

---

પર પ્રેમદામાં [2]નિજ સ્ત્રીથી શું વિશેષ દીઠું,
ગાંઠનાં ગુમાવી નાણાં સુતો તેની સંગમાં;
વિષયની વાસના તેં મનથી [3]વિસારી નહીં,
જાણી જોઇ માગી લીધો વ્યાધી તારા અંગમાં.
વનિતા વરેલી તેનો ત્યાગ તું કરીને બેઠો,
આબરૂ ખોઇને ખૂબ રમ્યો રાગ રંગમાં;
ચીમન વદેછે તારી લાયકી જણાવી સારી,
ખરેખર આવી બન્યો નિચના પ્રસંગમાં.

---

૧ ઘરમાં. ૨ પોતાની. ૩ ભૂલી.

## વ્યભિચાર નિષેધ.

### ભુજંગી છંદ.

વ્યભિચાર છે પાપનું મૂળ ભાઇ,
તજો તે તમે સાર એમાં ન કાંઇ;
થશો [1]ખ્વાર ને ભાર જાશે તમારો,
વ્યભિચાર કર્ત્તા જરા તો વિચારો. ૧
નથી માલ એ યાર એ હાલ થાશો;
જશે લાજ ને ખાસડાં ખૂબ ખાશો,
તમે લક્ષ રાખી કરોને સુધારો;
વ્યભિચાર કર્તા જરા તો વિચારો. ૨
જશે જોર ને દ્રવ્યની હાનિ થાશે;
વળી જગતમાં નામ કુડું ગવાશે;
નથી એ થકી માંન માંહિ વધારો,
વ્યભિચાર કર્ત્તા જરા તો વિચારો. ૩
નહીં વિશ્વમાં કોઈ વિશ્વાસ રાખે,
કુચાલે કરી કો નહીં પાસ રાખે;
લઇ સાર વિરા હ્રદેમાં ઉતારો,
વ્યભિચાર કર્ત્તા જરા તો વિચારો. ૪

---

## વનિતા વિનોદ.

### ભુજંગી છંદ.

પ્રિયા પ્રાણપ્યારી અતિ સુખકારી,
મહા કષ્ટનાં કષ્ટ તું કાપનારી;
રીઝાવે પતિ [2]મિષ્ટ શબ્દો ઉચારી,
સદા સુખના દિન તું આપનારી. ૧

---

૧ ખરાબ થવું. ૨ મીઠા.

વિચારી વિચારી પ્રિયા ચાલતી તું,
વદે મુખથી તે ત્રિયા પાળતી તું;
ભણેલી ગણેલી અને ભાગ્યશાળી,
રસીલી હસીલી વળી પ્રેમવાળી. ૨
હમેશાં વદે *સારીકા જેવી વાણી,
કશી વાતમાંહે રહી ના અજાણી;
અતિ હર્ષ લાવી પતિ પાસ આવી,
કરે મગ્ન તું પ્યાર તારો બતાવી. ૩

---

### માલિની વૃત્ત.

મનહર છબી ત્હારી, કાળજું કોરનારી,
મધુર વચન બોલી, ચીત્તડું ચોરનારી;
કમળ ‡‡ નયન [1]પેખી, કામિની કામ વ્યાપે;
[2]વદન તદન જોતાં, [3]શૌર્યને સુખ આપે.

---

### શાર્દુલ વિક્રીડિત વૃત્ત.

કાન્તા કોમળ અંગ રંગ [4]નિરખી, આનંદ થાએ અતી,
કાંમાક્ષી કમળા સમી, શશી મુખી, રૂપે હું જાણું રતી;
કાળા કેશ મનોહરા સુખકરા, જોતાં [5]ધરામાં નથી,
કર્તારે તુજને કરી કલમથી, ઝાઝું કહું શું કથી.

---

### વસંતતિલકાવૃત્ત.

પ્યારી પળે વિસરતી નથીએ વિસારી,
ત્હારી, છબી [6]સુભગ અંતરમાં ઉતારી;

---

* મેના. ‡‡ આંખ. ૧ જોઈ. ૨ મ્હોડું. ૩. ગુસ્સો. ૪ જોઈ. ૫ પૃથ્વીમાં. ૬ સુંદર.

તું લાડિલી રમકડું સુખની વિલાસી,
તારા વિના અતિ મૂને પ્રગટે ઉદાસી;
તું ચંચળા ચતુર ચંપકની કળીછે,
ભાગ્યે પુરે સુ વદને મુજને મળીછે;
હૈયાનો હાર પ્રમદા તુજને હું જાણું,
શું મૂખથી અધિક વ્હાલ વડે વખાણું;
શાણી અને સમજાણી સહુ બૂદ્ધી વાળી,
સુવાણીથી સરસ શોભતી તું રૂપાળી;
ભાળી દ્રગે [1]પ્રીયતમાં અતિ મોહ થાતો,
આનંદમાં દિવસ પ્રેમ વડેથી જાતો.

---

## શિખરણી વૃત.

પ્રિયા તારા વિના, ઘડી પળ ગમેના [2]સદનમાં,
સતાવેને તાવે, [3]મદન રહીને આ [4]બદનમાં;
વિયોગે વ્હાલી હું, તલપિ તંનવીશે અતિ બળું,
નથી પાંખો પ્યારી, નહીતર ઉડીને ઝટ મળું.

## મનહર છંદ.

ધન માલ જાય કદી તેનો શોક કરૂં કેમ,
સકુમારી પ્યારી મારી કાળજાની કોર છે;
પરદારા કેરૂં સુખ ધૂળવંત ગણું તેને,
પ્રિયા સમ નહિં કોઈ ચીત્તડાની ચોરછે.
તુજ થકી રૂપ ગુણે હોય કોઈ પ્રેમદા તો,
પણ તેને તુચ્છ ગણું તુજ રૂપ ઓર છે;
મનહર છબી તા'રી અંતરને ભેદનારી,
નિહાળીને જોતાં ભાસે ઘણી તું ચકોર છે.

---

૧ વ્હાલી સ્રી. ૨ ઘરમાં. ૩ કામદેવ. ૪ શરીરમાં.

છબીલી હું છબી તારી, જોઇને આનંદ પામું,
સારા શણગાર સજી, શરીર સોહાવતી;
લટકતી ચાલ ચાલી, રૂપે ગુણે અતિ ફાલી,
પે'રીને [1]કંચુકી [2]કૃષ્ણ, મુખે પાન ચાવતી.
મુખ મલકાતું નિજ, રૂડે સ્વરે ગાન કરી,
પુજનિક પતિતણા, મનને રીઝાવતી;
તુજ સમ જગમાંહિ, પેખી ન વનિતા કોઈ,
હશી રમી મુજ સંગ, દિવસ નીભાવતી.

**રાગ બનજારો.**

હે પ્રાણ પ્રિયા સુખકારી,
નથી જોડ જગતમાં તારી. ટેક
મનહર મૂરતી લટકાળી,
અતિ આણંદ થાય નિહાળીરે;
કરૂં ઈંદ્રની રંભા [3]વારી,
નથી જોડ જગતમાં તારી. ૧
ચપળા ચંચળ ચીત્ત વાળી,
વળી શાન્ત ગુણે ને રૂપાળીરે;
વદે વિમળ વાણી વિચારી,
નથી જોડ જગતમાં તારી. ૨
દીસે આંખ અતિ અણીઆળી,
તેમાં કીકી બે કામણ ગાળીરે;
તેથી લાગે અધિક તું પ્યારી,
નથી જોડ જગતમાં તારી. ૩
મળી પૂર્વે પુન્યે પુન્યશાળી,
પ્રેમે આજ્ઞા પતીની પાળીરે;
કહે ચીમન શું છબ ધારી,
નથી જોડ જગતમાં તારી. ૪

---

૧ કાંચળી. ૨ કાળી. ૩ નિસાર કરવું.

**મનહર છંદ.**

માનવી થઈને, ગુણ ગોવીંદના ગાયા નહી;
અવનિમાં અવતાર, **ધર્યો** તે ન **ધર્યો**છે.
જર તણી †લાલસાથી, [૧]ઈતરનો લઈ જીવ;
પાપનો ભંડાર ભાવે, **ભર્યો** તે ન **ભર્યો**છે.
ભવસાગરથી તરવાને, નાવ સોધ્યું નહીં;
સ્નાન કરી [૨]સરિતામાં, **તર્યો** તે ન **તર્યો**છે.
ચીમન વદેછે દયા દાન, દિનતાને મૂકી;
ફાંકડો થઇને ફુલી, **ફર્યો** તે ન **ફર્યો** છે.

---

## બ્રીજભાષા.

**બનજારો.**

મુજે છોડકે પ્રીતમ પ્યારા,
ઘરસે પરદેસ સીધારા;
મહીના અસાડકા આયા,
કુમલા ગઈ કોમલ કાયારે;
અબ નિકસત પ્રાણ હમારા,
ઘરસે પરદેસ સીધારા. ૧
શ્રાવન રૂમઝુમ જલ બરસે,
મેરો પિબિન જીયરા તરસેજી;
સખી કાસે કહું દુઃખ સારા,
ઘરસે પરદેસ સીધારા. ૨
**ભાદવકી રેન અંધીયારી,**
**નભ નીરખી હોત દુખભારી, જી;**
**કુછ ચલત નહી હે ચારા,**

---

† લાલચથી. ૧ પરાયાનો. ૨ નદી.

ઘરસે પરદેસ સીધારા. ૩
આસીનમે આય ગયે ઘર,
કહે ચીમન ગોરીકે બરરે;
બરસોંપર કામ સુધારા,
ઘરસે પરદેસ સીધારા. ૪

---

## પદ રાગ આશાવરી.

દીન દયાળ દયા ઉર ધારો,
મમ બીગડી રઘુનાથ સુધારો, ટેક.
યે જગમીત સકલ સ્વારથ કો,
હે બ્રિજરાજ કાજ સબ સારો. દીનદયાળ. ૧
ગહેરી નદીયાં થાહ મિલે નહીં;
ડુબત હું ભવ પાર ઉતારો. દીન દયાળ. ૨
સબ તજ શરણ નાથ મૈં આયો,
નહીં પાયો કહીં અંત સહારો. દીન દયાળ. ૩
હે સુખ રાસ આસ પુરન કરો,
ચીમનલાલ હૈ દાસ તુમારો. દીન દયાળ. ૪

---

## પદ રાગ ભૈરવી.

જબ તેં જન્મ લીયો જગમેં, મુખસેં કહ્યો રામ નહીં. ટેક.
હેત કીયો હરસે નહી, કરસે, દીનો દામ નહીં. અરે. ૧
બીન હરી ભજન અંત કોઈ તેરે, ઐહે કામ નહીં. અરે. ૨
ચીમનલાલ બિના પ્રભુ સુમરે, હો સુખ ધામ નહીં. અરે. ૩

---

## રાગ ઉપરનો.

મહા પતીતકી બીગડી, તુમ બીન કૌન સુધારે નાથ. ટેક

યા ભવ સીંધું પાર મોરી નઇયા, કૌન ઉતારે નાથ. તુમ. ૧
કામ ક્રોધ મદ લોભ મોહસે, કરો કીનારે નાથ. તુમ. ૨
બડે બડે પાપી પૃથવીકે, ક્ષનમેં તારે નાથ. તુમ. ૩
ચીમન કહત પાપ સબ તનકે, હરો હમારે નાથ. તુમ. ૪

---

## પદ. રાગ ભૈરવી.

મોહે સમ ઔર કુટીલ જગમેં,
ઉપજે નહીં ઉપજૈગો; ટેક.
બીન હરી ભજન ગયે ઇતને દીન,
મૂઢ કવન અસકો; ઉપજે. ૧
કવન કરાર ગરભ મહીં કીનો,
ભૂલ ગયો સબસો; ઉપજે. ૨
જપ અરૂ જોગ લોગ લજ્યા તજી,
બીથા જનમ દીયો ખો; ઉપજે. ૩
સુખકી સેજ સરસ સુંદર સજી,
રહ્યો ત્રિયા સંગ સો; ઉપજે. ૪
અબ તુમ ક્ષીમા કરો ચીમન કે,
પ્રભુ અપરાધ હૈ જો; ઉપજે. ૫

---

## ઠુમરી. રાગ કાફી.

અરે મન ધર ધીરજ ભજ રામ, ટેક.
ચેત અચેત હેત કર હરીસે,
કયું ન લેત સુખધામ; અરે મન. ૧
મોરલીધર માધવ મુકંદ જપ,
મુખ રટ મોહન સ્યામ; અરે મન. ૨
બીન હરી ભજન કીયે મન મુરખ,

જીવન જાન હરામ. અરે મન. ૩
ચીમનલાલ ગોપાલલાલકો,
છીનછીન કરહું પ્રણામ. અરે મન. ૪

---

## ઠુમરી. રાગ કાફી.

ચલોરી સખી બીન્દાબનકી ઓર, ટેક.
કરત બેહાર જહાં સુન નીસદિન,
રાધા નંદ કીશોર; ચલોરી. ૧
બનકી છબ કછુ બરની ન જાએ,
મોર કરત અતી સોર; ચલોરી. ૨
લગી હરી ચરનનસે હરદમ,
ચીમનલાલકી ડોર; ચલોરી. ૩

---

## ઠુમરી રાગ કાફી.

લડાકે નૈના, લીયોહે મેરો મન છીન; ટેક.
પ્રીત લગાયે હાય નિર મોહી,
ફીર પીછે દુઃખ દીન; લડાકે. ૧
રૈન દિવસ તડપત મોહે બીતત,
જૈસે જલ બીન મીન; લડાકે. ૨
તન મન ધન ચીમન અપરન કરી,
ભયોહે તેરે આધીન. લડાકે. ૩

---

## ઠુમરી, રાગ કાફી.

દેખોરે સખી નહી આયે નંદલાલ; ટેક.

આપ તો જાયે દ્વારીકાં છાયે,
પ્રેમકા ફંદા ડાલ; દેખો. ૧
બિરહ બિથા કાસે કહું સજનિ,
કૌન સુને એહ હાલ; દેખો. ૨
ચીમનલાલ વિનતી પ્રભુસે,
જાય કરો તતકાલ; દેખો. ૩

---

## ઠુમરી.

(ચલો સખી દરશન કરને, રથપે રઘુનંદન આવતહે;) એ રાગ.

બનસી બટ જુમના કે નિકટ, ઠાઢો નાગર નટ આજ સખી; ટેક.
મેં જલ જુમના ભરન ગઇથી, દૃષ્ટિ પડે બ્રીજરાજ સખી; બન૦ ૧
કુંડલ શ્રવણ પીત પટ કટમેં, મુકુટ રહ્યો શીર સાજ સખી; બન. ૨
મધુર મધુર સુરસે સરિ તાતટ, મુખ મુરલી રહી બાજ સખી. બન. ૩
ચીમનલાલ કહે મન મોહન, હય સબકે શીરતાજ સખી; બન૦ ૪

---

## પરજની ઠુમરી.

(હરલે ગયો મંન મેરો મોર પલક,) એ રાગ.

સખી દેખી નંદ કુંવરકી ઝલક,
વાકો નીરખ રહી મેં પલક પલક; સખી. ટેક.
સાવરી સુરત મોહની મુરત,
મુખ જીનકો રહ્યો મલક મલક; સખી. ૧
મધુરી મધુરી બેન બજાવત,
ધુન સુન મન રહ્યો છલક છલક; સખી. ૨
મોર મુકુટ પીતાંબર સોહે,
કાન કુંડલ રહે ચલક ચલક; સખી. ૩
ચીમનલાલ ગોપાલકી લીલા,

ભાખત બેદ પુરાન ખલક; સખી. ૪

---

## રાગ ઉપરનો.

પ્રભુ ઠાઢે બંસી બટમેરે,
જો બ્યાપીક હૈ ઘટ ઘટમેંરે; ટેક.
નીત બ્રીજરાજ કરત નઇ લીલા,
ગોપીનકે ઝુર ઝટમેરે; પ્રભુ. ૧
મોર મુકટ મકાક્રિત કુંડલ,
પીતાંબર હૈ કટમેરે; પ્રભુ. ૨
બાલ ગાલપર ડાર બિહારી,
મન લટકાલીયો લટમેંરે; પ્રભુ. ૩
ચીમનલાલ કહે ચીત્ત લાવો,
સબ તજી નાગર નટમેંરે; પ્રભુ. ૪

---

## રાગ ઉપરનો.

છબ દેખી નાગર નટકીરે,
બ્રિજરાજસે અખિયાં અટકીરે; ટેક.
કયા બરનું મુખસે સખી શોભા,
સીરકે મોરમુકટકીરે; છબ. ૧
મૈં દધ બેચન આજ અચાનક,
ગઇ મગ બંસી બટકીરે; છબ. ૨
ઉરમેં માલ કાનમેં કુંડલ,
આનનપર લટ લટકીરે; છબ. ૩
કહે ચીમન કાછે કટ કછની,
પીતાંબરકે પટકીરે; છબ. ૪

---

## સોરઠ મલ્હાર.

નીકસ્યો પીયા પ્રાણકો ધાતી,
યોં કહત સુંદર મદ માતીરે; નીકસ્યો. ટેક.
જબસે પીયા પરદેસ ગવન કીયો,
ભેજી એક ન પાતીરે; નીકસ્યો. ૧
રેન દીવસ તડપત મોહે બીતે,
ઉન બીન નીંદ ન આતીરે; નીકસ્યો, ૨
સાવન આયે મેઘ નભ છાયે,
કોયલ કુક સુનાતીરે; નીકસ્યો. ૩
ચીમનલાલ પિયા બિન મોરી,
હાય જવાની જાતીરે; નીકસ્યો. ૪

---

## ઠુમરી.

(હમસેં કર છલબલ સૈયાં, સૌ તન ઘર જાયે રહેરે;) એરાહ.
હમસેં નેહ લગા કર જાની, અંત બુરાઇ ઠાનીરે; ટેક.
તન મન ધન સબ છીન લીયો હૈ, બોલકે મીઠી બાનીરે;
પ્રથમ પીલાયે પ્રેમકા પ્યાલા, ફેર મારા બીન પાનીરે. હમસે. ૧
તેરે ઇશ્કમે ફસકે પ્યારે, ખાકલો બનકી છાનીરે;
ભુલ કે તુજસે દીલજો લગાયા, બહોત કરી નાદાનીરે. હમસે. ૨
ઓરન કે સંગ રસકી બતીયાં, હમસેકી બે ઇમાનીરે;
ચીમનલાલ કે દાગ જીગરપર, તુમ દે ચલે નિશાનીરે. હમસે. ૩

---

## લાવણીની ચાલ.

જુમનામેં ફેકે મોરારી,
લાદોજી ગેંદ હમારી. એરાગ.
હરીને બંસી લલકારી,

સબ મોહ ગઈ બ્રિજનારી. ટેક.
પલમેં લાજ કાજ તજ ધાઈ,
હીલ મીલકે બંસીઅટ આઇ;
બંસી સુનકે તાંઈ, સખીયાં સારી,
ધુન સુનત શ્રવણુ એક બારી,
સબ મોહ ગઈ બ્રિજનારી. ૧
મનમેં મગન ભઈ સબ બાલા,
બોલી સુન નંદાકે લાલા;
તુને કૈસા જાદુ ડાલા, હંમપર ભારી,
ભઇ બૈરન બંસી હમારી,
સબ મોહ ગઈ બ્રિજનારી. ૨
મધુરી મધુરી બૈન બજાકે,
વામે રાગ રાગિની ગાકે;
કર ચતરાઇ ચિત્ત ચોરાકે, મેરો ગીરધારી,
તેરી બંસીકી ગત ન્યારી,
સબ મોહ ગઈ બ્રિજનારી. ૩
ચીમનલાલકી મીઠી બાની,
કોઇ સમઝે ચાતર જ્ઞાની;
બંસી શ્યામકી મનમાની, જાઉં બલીહારી,
કરૂં મન મુરલીપર વારી,
સબ મોહ ગઈ બ્રિજનારી. ૪

---

## હોરી.

રંગસે ભીજે વોન સારી,
શ્યામ સુન બીનતી હમારી. રંગસે. ટેક.
હાથ જોર મેં અર્જ કરતહો,

માન કહા ગિરધારી;
કોમળ અંગપે ચોટ લગતહે,
ના મારો પિચકારી;
અરે સુન રસ્કે બીહારી. રંગસે. ૧

લપટ ઝપટ ન ગુલાલ મલો મુખ,
મૈ અતિ હું સુ કુમારી;
દેખત લોગ ખડે સબ બ્રિજકે,
કહે ભ્રીખ ભાન દુલારી;
લાજ નહી તુમકો મોહારી. રંગસે ૨

જનમકી બૈરન મોરીરે નનદીયાં,
સાસ સુને દે ગારી;
લાખ કહો મોરી એક ન માને,
પઈયાં પડ પડ હારી;
જલે ઐસી હોરી તે હારી. રંગસે. ૩

માન કહા તોહે નન્દકી દોહાઈ,
બોલી સબૈ બ્રિજનારી;
ચીમનલાલ ગોપાલ ન માનત,
સમઝાવો એહી બારી;
ભયો સુખમેં દુઃખ ભારી. રંગસે. ૪

---

## ગજલ ભ્યાનકી.

દયા નિધી ટુક દયા મુઝપર. જો કરદોગે તો ક્યા હોગા,
જો કુચ્છ હેં પાપ કાયાકે, વો હરદોગે તો ક્યા હોગા; ટેક
એહી હૈ વિનતી ઈસ દાસકી, સુનીએ ક્રિપા કરકે,
જો બર માગું હે રાધાબર, સો બર દોગે તો ક્યા હોગા. દયાનિ. ૧
ન બુદ્ધિહે ન બિધાહે, ન બલહે ઔર ન અન ધનહે;

ખજાને ગૈબસે ભંડાર, ભરદોગે તો ક્યા હોગા. દયાનિ. ૨
છોડા કે જમકી ફાંસીસે, બનાદો સ્વર્ગકા બાસી;
ક્રિપા કરકે ગતી ખાસી, અગરદોગે તો ક્યા હોગા. દયાનિ. ૩
સબ અપના હાલ ચીમનલાલ, શ્રી ગોગાલ કહેતાહૈ,
બનાયા નરતો ફેર ઇલ્મો હુનર, દોગે તો ક્યા હોગા. દયાનિ. ૪

---

## ગજલ ઈશ્ક મારફત.

જરા દીદાર તુંમ અપના, દીખા જાતે તો ક્યા હોતા;
મૈ મરતાહું તેરે ગંમ્મે, જીલા જાતે તો ક્યા હોતા. ટેક.
તસૌવર મેં તુમ્હારે, નિંદ ગફ્લતકી મૈ સોતાહું;
અગર બાલીંપ આ મેરે, જગા જાતે તો ક્યા હોતા. જરા. ૧
નજર કર મહેરબાનીકી સનંમ, બીમારકો અપને;
ખતા કર માફ સાહબ દે દવા, જાતે તો ક્યા હોતા. જરા. ૨
લોજાકર પાસ ગૈરોકે, કીયા કરતે હો મૈ નોષી;
ઇધરગાહે બગાહેભી, જો આ જાતે તો કયા હોતા. જરા. ૩
તુમ્હારે ઇશ્કમે મુદ્દત્તસે, ચીમનલાલ હૈરાં હૈ;
ખુદાકે વાસ્તે સુરત, બતા જાતે તો ક્યા હોતા. જરા. ૪

---

## ઇંદ્રવિજય છંદ.

બહુ સોયો સુખકી બસ નીંદ, અચેત ભયો મન ચેતરે ભાઈ,
જન્મ દીયો જીન જગ જનકો, કસ નામ નવાકો લેતરે ભાઈ;
હેત કરો હરીસે કહી દેત નહિ, પુનીહો હુગે પ્રેતરે ભાઇ,
ચીમનલાલ કહત કબહીં, ઐહે જમ દૂત નીકેતરે ભાઇ.
આ જગ આય બહુ ધન પાય, ભુલાય ગયો હરી નામ ન ગાયો,
કબહીં ન દાન દીયો કરસે, ધરસે નહી તીરથકો તૈં ધાયો;
નિસ દિન જાગકે રાગ સુન્યો, ભય ત્યાગ દીયો બૈરાગ ન ભાયો,
ચીમનલાલ કહે સુન મૂઢ, ખરચ્યો નહીં ગર્ભ બ્રિથા જગ જાયો.

---

## પદ રાગ આશાવરી.

રે નર મૂઢ ધ્યાન નહિ લાવે, ટેક.
કસ નહીં રામ ક્રીશ્ન ગુણુ ગાવે;
એસોં નિમક હરામ ન દૂજો,
જાત ન દીન તાહી બીસરાવે. રે મન મૂઢ. ૧
દ્વાર દ્વાર ટુકડાકે કારન,
સ્વાન સમાન લાજ તજી ધાવે. રે મન મૂઢ. ૨
ભયો અચેત સમજત મનમાંહી,
કૌન ઘડી જમ આન સતાવે. રે મન મૂઢ. ૩
જસ કરની કરીહોં ફલ પૈહોં,
ચીમનલાલ બહુત સમઝાવે. રે મન મૂઢ. ૪

---

## રાગ પદ—ભૈરવી.

રામ રટો છીન છીન, કોઈ દીન જમ આન સતાવેગા. ટેક
ગહી કર પ્રાણુ કાલ કાયા ગઢ, રાખ બનાવેગા. અરે જમ. ૧
ધન પિતુ માત બંધુ સુત દારા, સંગ ન આવેગા. અરે જમ. ૨
ચીમન કહત હેત હરીસે કર, નહિ પછતાવેગા. અરે જમ. ૨

---

## હોરી.

(શ્યામ જબ આવોગે મેરી ગલી) એ રાગ.

ચલો સખી! હીલ મીલ કુંજગલી. ટેક.
મલહુ ગુલાલ ધાયે મુખ મોહન, કહે બ્રિખ ભાન લલિ. ચલો. ૧
બોલત. મોર શોર કર બનમેં, ફૂલી ગુલાબ કલી. ચલો. ૨
ખેલત ફાગ જહાં બંસી ધર, સંગ બલ બીર બલી. ચલો. ૩
કેસર રંગ બનાયે ચલો ચટ, કર ઉપાયે અલી. ચલો. ૪
ચીમનલાલ ચીતય ચીત લાવો, હૈ રૂતુ આજ ભલી. ચલો. ૫

### મનહર છંદ.

આજ કવિ રાજ ઘેર ઘેર, અને ઠેર ઠેર;
હરાયા ઢોરની પેઠે, મસ્ત થઇ મ્હાલે છે.
જોડવાની ગમ નહી, લાજ કે શરમ નહી;
નવરા બેશીને કૈંક, ધમશાન ધાલે છે.
રસ અલંકાર તણી, ખબર મળે ન લેષ;
બેશક લવીને કહાં, ભેદ તેનો ભાળે છે.
કહે છે ચીમનલાલ, સાંભળોને શોખીજનો;
સુ કવિની કવિતાનો, અવતાર બાળે છે.

---

### મનહર.

અંતરથી અભિમાન મુરખા કરીને દૂર,
મુકુન્દના નામની તું મોજ મન માણીલે;
ખાલી શીદ ભવ માંહિ ભુલી ભુત થઈ ભમે,
પરિબ્રહ્મ પુનીતને પ્રેમથી પ્રમાણીલે.
કાચો કાયાપરે કેમ નાચિ રહ્યો આવડો તું,
રાચી જગપતિ તણા નિયમને જાણીલે;
ચીમનની વાણી સુખકારી ઉરમાં ઉતારી,
[1]તીમીર તજીને તું ત્વરાથી તત્વ તાણીલે.

---

## માંકડવિષે.

### મનહર.

માંકડની મોંકાણ હું, કેમ કરી માંડુ રોજ,
સેજમાં સુતા કે ચટ, ચટપટી થાય છે;

---

૧ અંધારૂં.

ઉઠી દીવો લઇ ઝટ, ઝાલવા ને જાઉં પણ,
આવે કદી એકતો અનેક નાશી જાયછે.
બાવરો બનીને, આમ તેમ ઘરમાંહી ઘુમું,
પડે નહિં ચેન સ્વલ્પ, સુખે ન સુવાય છે;
ચીમન વદે છે સાંભળો, ને પ્રિય મિત્ર મુજ,
માંકડ મટી જવાની, દવા કયાં વેચાય છે?

---

## મનહરછંદ.

સારી કે નઠારી વાત, ચિત્તમાં વિચારી નહીં,
થઈ દુરાચારી, નવ રાખી કૈંક ખામી તેં;
કુમતિ સુધારી નહીં, ગાયા ગીરધારી નહીં,
પાપને વધારી કીધાં, કપટ હરામી તેં.
ધરમ વિસારી, કૂડાં કરમ કર્યા તેં ભારી,
વ્યભીચારી છેક વૃત્તી ‡વામામેં વિરામી તેં;
ચીમન વદે છે હારી, ગતી શી થવાની તારી,
અરે અવિચારી *વય ખોઈ આ નકામી તેં.

---

## બનઝારો.

હે નાથ નિરંજન નામી,
પ્રભુ આપછો અંતર જામી;
રહ્યા વિશ્વ વિષે વિભુ વ્યાપી,
દીસો પુરણ બ્રહ્મ પ્રતાપીરે;
નથી તવ કૃતીમાં ખામી,
પ્રભુ આપછો અંતર જામી. ૧
બ્રહ્મા સનકાદીક આદી,

---

‡ સ્રીમેં. * ઉંમર.

ખરા ભક્ત જે નામના નાદીરે,
પણ પાર શક્યા નહીં પામી;
પ્રભુ આપછો અંતર જામી. ૨
તમ લીલા લલીત નિહાળી,
રહું આનંદમાં દીન ગાળીરે;
ધન્ય ધન્ય જગતના સ્વામી,
પ્રભુ આપછો અંતર જામી. ૩
છે નામ સદા સુખ કારી,
કહે ચીમન ચીત્ત વિચારીરે;
હરી હુંછું કુટીલ ને કામી,
પ્રભુ આપછો અંતર જામી. ૪

## કવિત.

ક્રિષ્ણુકી કૃપાસે, કંઈ કામીઓ કુટીલ તરે,
કપટી કૃપણુ કૂર, કોઢીકી બનાઇહે;
રોહીદાસ ધરી આસ, પોહોંચ્યો પ્રભુકે પાસ,
લીયો બાસ ખાસ, સુખ સ્વર્ગમેં સવાઈહે.
તારએકે કાજ તતકાલ, અવતાર લીયો,
તામસીકો માર, તાપસી લીયો છોડાઈહે;
દીયો સુખ ભારી, ગીરધારી બલીહારી વારી,
ચીમન કહત ઐસો, ક્રિષ્ણુ સુખદાઈ હે.

---

## કવિત.

ગરીબ નેવાજ શિર તાજ બ્રિજરાજ આજ,
રખો લાજ કરો કાજ મોહતાજ જાનકે;
ગ્યાન ધ્યાન બેદ વો પુરાન દાન જાનો નહીં,
કિયો બિખ પાન સુન્યો તાન જગ આનકે.

સંતકો ન કામ કીયો ભક્તમેં ન નામ કીયો.
સ્વર્ગકો ન ઠામ કીયો, મારે અભિમાનકે;
ચીમન કહત ચાતુરીકી ચાલ ચૂક ગયો,
ક્ષીમા અપરાધ કરો પ્રભુયે નદાનકે.

---

## કવિત.

કલિકાલ કઠીન કરાલ વ્યાલ રૂપ ધરી,
કાટલીયો ધર્મકો કુજાત કૂર રેહ ગયે;
પાપતો પહાડ સમ, પ્રિથવીપે છાય રહ્યો,
પર ઉપકારી વો પુન્યાત્માતો બેહ ગયો
કથા વારતાકો કોઇ કાન દે સુનત નહિં,
કામિની કે સંગ કામ આગમેં દહે ગયે;
વ્યાસ વો વસિષ્ઠ સુર તુલસી કબીર કવિ,
ચીમન કહત બાત સાચી એ કહે ગયે.

---

## કવિત.

બુદ્ધિકો પ્રકાશ નહીં, સારદાકો બાસ નહી,
ગ્યાન કછુ પાસ નહીં, બને આપ સ્યાને હૈ;
કહે કોઈ ભલી બાત, સો નહીં હીયે સમાત,
દીન રાત દંત કથા, આપહી ખબાને હૈ.
ધર્મકોતો નામ કહાં, રસનાપે રામ કહાં,
ઈન્હે સુખ ધામ કહાં, ભર્મમેં ભુલાને હૈ;
ચીમનતો જાને ઇનકો, તો પહેચાને ખૂબ,
અબકે જમાનેકે, જનાને મરદાને હૈ.

---

## ૫૬.

(નાથ કૈસે ગજકો બંધ છોડાયો) એ રાગ.

ભરમ તજ ભાઇ ભજન કર દટકે, સબ છોડદે કામ કપટકે, ભરમ.
ભૌસાગરકે પાર ઉતરજા, શ્રી સીતાપતિ રટકે,
રે નર મૂઢ ચેત કછુ મનમેં, જામેં ન નઈયા અટકે. ભરમ. ૧
પૂરણ બ્રહ્મ અલખ અવિનાશી, વો વ્યાપિક ઘટઘટકે;
પરઘટ દેખ ખોલ પટ ઘટકે, બીથા સ્વાન સમ ભટકે. ભરમ. ૨
જબ જમ દૂત લેન તોહે ઐહે, તબ જેહો કહાં હટકે;
પકડ તોડીહે દંત ગદા ગહી, ઔર લગેં હૈં ફટકે. ભરમ. ૩
ચીમનલાલ કહત ગુન ગાનર, નિશદિન નાગર નટકે;
યા સંસારમેં સાર એહીહે, કયું તું અધર બીચ લટકે. ભરમ. ૪

---

## પદ રાગ મ્હાડ.

ભજ મુખસે દિન દયાલરે સબ જૂઠા હે સંસાર;
કોઇ દીન આયેગા કાલરે, સબ જૂઠાહે સંસાર. ટેક.
આઠ પહર ચૌસઠ ઘડીરે, સુમીર રામકો નામ;
જામેં પૂરન કામહો તુઝે, અંત મીલે સુખ ધામરે. સબ. ૧
મેરી મેરી કર મરેરે, સુન મેરી એક બાત;
માયાતો સંગ ના ભયી, સબ ગયે પસારે હાથરે. સબ. ૨
ચાર દીવસકો ચાંદનીરે, રાગ રૂપ વો રંગ;
જીતે કે સબ યારહે, કોઇ મુવે ન જાવે સંગરે. સબ. ૩
માટીમેં મીલ જાયગોરે, કબહીં તેરો શરીર;
જો બની આવેતો કરો કુછ, વા દીનકી તદબીદરે. સબ. ૪
ચીતદે હરી ચર્ચા કરોરે, ચીમનકી શીખ માન;

જબ તક ઘટમેં પ્રાનહૈ, તબ તક ધર પ્રભુકા ધ્યાનરે. સબ. ૫

## રાધિકા વિયોગ.

### લાવણી.

(તેરી ઉલફ્તમેં હુવે બદ નામ) એ રાગ.

કરૂ મૈં આલી કૌન ઉપાય,
રહે શ્રી કૃષ્ણ દ્વારિકાં છાય. ટેક.
ન ઉન બીન મોકો કછુ સોહાય,
દગા નિર દઈને દીનો હાય;
બીથા ઈસ તનકી કહી ન જાય,
મનમેં આવે કે મરૂં બિખ ખાય.

### દોહા.

ફુલનકી એરી સખી, સેજ પડી કુમલાય;
જૈસે તડપે મીન બીના જલ, મૈ તડપું દુઃખ પાય;
અહો સુધ બુધ મોરી બીસરાય. રહે શ્રી ક્રિષ્ણ દ્વારિકાં છાય. ૧

ભયે અબતો રાજા બ્રિજ રાય,
ગયે વો ભૂલ ચરાના ગાય;
દીયો ઊધોસે પત્ર પઠાય,
જોગ સાધો અંગ ભસ્મ લગાય.

### દોહા.

આપ ભોગમેં ભ્રમ રહે, ભામિનિ સંગ હરખાય,
હમે પત્રમેં એ લીખ ભેજ્યો, ભજન કરો ચિત્ત લાય;
કહાં કલ્પાવેંગે કલ્પાય. રહે શ્રી ક્રિષ્ણુ દ્વારિકાં છાય. ૨

---

મદનને દીનો બદન જલાય,
સદન ઔર અંનપાની નહી ભાય;
શ્યામ બિન રહે રહેજી ગભરાય,
થકે દોઉ નૈના જલ બરસાય.

---

### દોહા.

દુઃખકી દામી ન દમકકે, દમ દમ રહી સતાય,
બિરહકી ઘેરી ઘટા ઘડી ભર, ચૈન ન ચીતકો આય;
કહું મૈ કાસે દુઃખ સમઝાય, રહે શ્રી ક્રિષ્ણુ દ્વારિકા છાય. ૩

---

લીયો મન હમસેં હરી હટાય,
દીયો કુબ્જાસે પ્રીત બઢાય;
ઇંદ્રકે કોપસે લીયો બચાય,
સો નહીં ઇસ દુઃખમેં હોત સહાય.

---

### દોહા.

જામે કરૂણા રસ અધિક, મહાદેવ કહે ગાય,
વોહી ગુરૂહે મેરે કાવ્યકી, મારગ દીયો બતાય;
કહે છંદ ચીમનલાલ બનાય, રહે શ્રી ક્રિષ્ણુ દ્વારિકાં છાય. ૪

## પ્રભુ ભજન કરવા વિષે.

### હરિગીત છંદ.

ઘટમાં તપાશી જો ઘડી, સોના સમી આ જાય છે.



અભિલાખ લાવી ઉરમાં, કર દૂર તું અભિમાનને,
થા પાર ભવસાગર થકી, ભાવે ભજી ભગવાનને;
મમ્મત કરીને માનવી, ખાલી તું શીદ અથડાયછે,
ઘટમાં તપાશી જો ઘડી, સોના સમી આ જાય છે. ૧

જે વખત આવી કાળ, મારી ફાળ તુજને ઝાલશે,
તેવે સમે શુ જોર તારૂં, ચાલશે તન હાલશે;
શો માલછે માયા મહીં, ભુલી ભજન ભરમાય છે,
ઘટમાં તપાશી જો ઘડી, સોના સમી આ જાય છે. ૨

પાલે પડી જમરાજને, તું માર કેમ નિભાવશે,
છે ક્ષણીક સુખ સંસારનુ, શું કામ તારે આવશે;
હરી નામ લે હરનીષ, જ્યાં સુધી અરે આ કાયછે,
ઘટમાં તપાશી જો ઘડી, સોના સમી આ જાયછે. ૩

શું મસ્ત થઇ મ્હાલે વિચારી, જો ખરો શો સારછે,
અવતાર ઉત્તમ હરઘડી, ક્યાંથી તને મળનાર છે;
નાગી કરી પતરાજને, હૈએ ઘણો હરખાય છે,
ઘટમાં તપાશી જો ઘડી, સોના સમી આ જાયછે. ૪

મૂરખ નથી મન પ્રીછતો, કે જીવવું દીન ચાર છે,
આખર વખત મારા થકી, શું ભક્તિ ભાવ થનારછે;
અવનિ વિષે આવી અલ્યા, ફોગટ ફરી ફુલાયછે,
ઘટમાં તપાશી જો ઘડી, સોના સમી આ જાય છે. ૫

દુરગુણ કરીને દૂર તું, હરી ચરણમાં ચિત્ત ધાલની,
છે ધરમ તારો એજ, એને નેહથી સંભાળની;
વાતો તજી વિણુ માલની, સત્ માર્ગ સીધો ઝાલની,
લઈ શિખ ચીમનલાલની, સમજી સદા મન ચાલની. ૬





## જાહેર ખબર.

આ પુસ્તક નીચે લખેલા ઠેકાણેથી રોકડી કિંમતે મળશે.

**સુરત**—રા. રા. હરદેરામ કેશવરામ ઠે॰ અંબાજી માતાના સામે ખપાટીઆ ચકલે.

**વડોદરા**—રા. રા. માધવલાલ જગન્નાથ-જોશી. ઠે. બાજવાડામાં હનુમાનની પોળમાં.

**ભરૂચ**—કર્તા પાસેથી.

**ચીમનલાલ પ્રાણશંકર પ્રોહેત.**
ચુનારવાડામાં, જમેતરામ વકીલની પાસે,
**ભરૂચ.**

